સંત બાલશિક્ષણ પ્રચારમાળા—૧૭

# બાળકની આવડતનું પ્રદર્શન

લેખક
તારાબેન મોડક

દક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

# બાળકની આવડતનું મહત્ત્વ

લેખક :
તારાબેન મોડક

પ્રકાશક :
નાનાભાઈ, ગિજુભાઈ
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર

# બાળકની આવડતનું પ્રદર્શન

અમે એક દિવસ એક નિશાળ જોવા ગયાં હતાં. ત્યાં બાળકોને માટે મોન્ટીસોરીનાં સાધનો રાખવામાં આવ્યાં હતાં, અને તે જ પદ્ધતિએ કામ લેવાનો પ્રયત્ન થતો હતો. ત્યાં બાળકો જે કાંઇ લખે કે ગોઠવે તે બધું અમને બતાવવાનું શિક્ષિકા તેમને કહેતાં. પછી તો છોકરાં તેમની મેળે પણ અમને બતાવવા આવતાં હતાં. તેમણે અમારી પાસે આવીને ગાઈ બતાવ્યું, વાર્તા કહી બતાવી, રમત પણ રમી બતાવી, ને દરેક વખત તેઓ અમારી સામે જોતાં હતાં. કદાચ તેઓ "બહુ જ સારૂં" કે એવા જ કંઈ સ્તુતિવાચક શબ્દો અથવા ચ્હેરાનો ભાવ ન મળવાથી નિરાશ થઈ ગયાં હશે. અમે તો તે વખતે આ પ્રકારના આવડતના પ્રદર્શનના ગુણદોષો ઉપર વિચાર કરવામાં એટલાં તો નિમગ્ન થઇ ગયાં હતાં કે તેમના પ્રદર્શન પછી અમારે શું કહેવું

જોઇએ, કેવી રીતે શાબાશી આપવી જોઈએ વગેરે શિષ્ટાચાર ભૂલી જ ગયાં હતાં.

આ પ્રદર્શનનો પ્રકાર આ જ શાળામાં છે એમ નથી. કોઈ પણ શાળામાં જઇએ તો શિક્ષકો છોકરાંઓ પાસે વંચાવી બતાવે છે કે ગવરાવી બતાવે છે; સંવાદ, નાટક આદિ ઘણી જાતની આવડત મ્હેમાનને કે ઉપરીને બતાવવાની રીત બધી નિશાળોમાં છે, અને જે શિક્ષકો એ કામ સારી રીતે કરી શકે છે તેઓ હુશિયાર ગણાય છે.

આ પ્રકાર કેટલાંએક ઘરોમાં પણ દેખાય છે. કેટલાંએક માબાપો પોતાનાં છોકરાંઓનું કામ ને આવડત દરેક મ્હેમાન સામે દેખાડવાનાં શોખીન હોય છે.

એમાં બે ત્રણ બાબતો રહેલી છે. નિશાળ જોવા જનારાઓ કે તપાસવા જનારાઓ છોકરાંઓને શું શું આવડે છે તે જાણવા માગે છે, એટલે કોઇ પણ રીતે તેમને તે જોવા મળવું જોઇએ એ વાત ચોકસ છે. બીજી વાત એ છે કે છોકરાંઓની આવડતને માટે શાળાઓના શિક્ષકો જવાબદાર ગણાય છે; તે ઉપર તેમના પ્રમોશનનો પણ આધાર હોય છે. કોઈ પણ શિક્ષક અમુક પરિણામ બતાવી શકે તો જ તે સફળ થયો ગણાય છે. અર્થાત

બહારી કે મ્હેમાનની નજરે અમુક પરિણામ આવવું જ જોઇએ એવી કાળજી તેમને રાખવી જ પડે છે: એટલે જોવા આવનારને ગાયનનો શોખ હોય તો છોકરાંઓને ગાઇ બતાવવું પડે છે, એટલું જ નહિ પણ તે વડે એ શાળામાં સંગીત સારી રીતે શીખવાય છે એમ જોનારાંઓનો મત થાય એવી રીતે ગાઇ બતાવવું પડે છે. પરિણામ એ આવે છે કે શાળામાં બે પાંચ છોકરાંઓ સંગીતમાં સારાં હોય તેમને જ હરહંમેશ ગાઈ બતાવવું પડે છે. એ જ રીતે બીજા બધા વિષયોનું થાય છે.

મુલાકાત લેનારના મત ઉપર શિક્ષકનું કે શાળાનું હિતાહિત ન હોય તો પણ સાધારણ સભ્યતા કે શિષ્ટતાની ખાતર પણ શિક્ષકને જોનારાઓની ઇચ્છા હોય તે બતાવવું પડે છે, ને તે બતાવતી વખતે પોતાનું બધું સારૂં દેખાય તે માટે શિક્ષક સ્વાભાવિક રીતે કાળજી લે છે; અને છોકરાંઓ પણ તેમ કરતાં શીખી જાય છે.

શિક્ષક અને મુલાકાત લેનારાઓની બાજુથી આ વિચાર થયો. બાળકોની બાજુ તપાસીએ.

સ્વાભાવિક સ્થિતિમાં છોકરાંઓ રમે છે, વાંચે છે કે કાંઈ પણ કામ કરતાં હોય છે ત્યારે આપણે જોઈશું કે ઘણી વાર તેઓ પોતાના કામથી ખુશ

થાય છે ને આનંદથી મલકાતાં મલકાતાં આમતેમ ફરે છે. કોઇ કોઈ વખતે આપણને એવો પણ અનુભવ થઇ શકે કે છોકરાંઓ જ્યારે પોતાનું કામ જેમ ધાર્યું હોય તેમ કરીને સંતુષ્ટ થયાં હોય છે, ત્યારે તેઓ એકંદરે ખુશમિજાજમાં આવી જાય છે અને હસે છે; બીજાઓનું કામ કરવામાં કે પોતાના મિત્રોની સાથે રમવા કરવામાં આનંદથી ભાગ લે છે, અને એ રીતે પોતાનો સંતોષ વ્યકત કરે છે. સામાજિક જીવનમાં જરા આગળ વધેલાં છોકરાંઓ પોતાની કૃતિ પોતાના મિત્રોને કે જેને મિત્ર તરીકે ગણતાં હોય એવાં મોટેરાંઓને તે બતાવે છે, ને એ રીતે પોતાના આનંદમાં બીજાઓ સહભાગી થાય એમ ઇચ્છે છે. તે વખતે તેઓ પોતાનાં કામની સ્તુતિ અથવા તેના ઉપર કોઇ પણ જાતની ટીકા સાંભળવા માગતાં નથી. ખાલી તેઓ હસે છે તેમ જો જોવાવાળાંઓ પણ હસે અને તેમના આનંદમાં ભળે તો તેમને તે બસ હોય છે.

સામાજિક લાગણીમાં અને બુદ્ધિમાં આગળ વધેલાં છોકરાંઓ એક બીજાની કૃતિની પરીક્ષા પણ કરે છે. તેમની દૃષ્ટિને બીજાનું કાંઇ સારૂં લાગે તો તે તરત તેની કદર કરવા બેસી જાય છે. સાધારણ લાગે તો જોઇને ચાલતાં થાય છે અને ખરાબ લાગે

તો 'નથી સારૂં' એમ કહીને પોતાનો મત પણ આપી દે છે. છતાં કામ કરનારના આનંદમાં આ પ્રકારની સ્તુતિનિંદાથી કાંઈ ફરક પડતો હોય એમ દેખાતું નથી. કામ કરનારાં તો પોતાના સૃજનના આનંદમાં મશગુલ હોય છે.

છોકરાંઓને સ્વાભાવિક સ્થિતિમાં તેમને મનગમતી પ્રવૃત્તિમાં કામ કરતાં જેમણે જોયાં છે તેમને આ પ્રકારનો અનુભવ હરહમેશ થયા કરે છે.

છોકરાંઓ પાસેથી કામ કરાવવાની આપણી નિશાળોની પદ્ધતિ જૂદી છે. છોકરાંઓને જે કામ ગમે તે કામ નહિ, પણ ટાઇમટેબલમાં હોય તે કામ તેમની પાસેથી લેવાનું હોય છે; એ તો ઠીક, પરંતુ તે કામ પણ શિક્ષક બતાવે તે રીતે આબેહુબ કરી બતાવવામાં જ તેમની હુશિયારી રહેલી છે. આ રીતે મૂળમાં જ મોટો તફાવત પડે છે. ધારો કે છોકરૂં ચિત્ર કાઢવા માટે કાગળ પેન્સિલ લઈને બેઠું તો શું કાઢવું તે પોતાના મનને પૂછે તથા તેની રચના, ઘટના આદિમાં તેના પોતાના વિચારો ગોઠવે અને રુચિ કેળવે એ એક વાત છે ને શું કાઢવું, કેવી રીતે કાઢવું, કયો રંગ પૂરવો વગેરે બધું બીજાની સામે જોઈને કરવાનું હોય એ બીજી વાત છે. પોતાના મનને પૂછીને કાઢ્યું હોય તો પોતાની

કૃતિ પોતાને જ જોવાની રહે છે; પરંતુ શિક્ષકના કહેવા ઉપરથી અને કહેવા પ્રમાણે કાઢયું હોય તો પરિણામ શિક્ષકને બતાવવાનું રહે–તે કેવું છે તે શિક્ષક પાસેથી જ સાંભળવાનું રહે. ટૂંકમાં કહીએ તો નિશાળની શિક્ષણ પદ્ધતિમાં જ મૂળ તો કરીને બતાવવાનું આવી જાય છે. છતાં અહીં આપણે તે સંબંધે વધારે નહિ કહીએ, પણ આપણા મૂળ વિષય ઉપર આવીએ.

શિક્ષકને બતાવવામાં કુશળ થઈ ચૂકેલા વિદ્યાર્થીઓ મુલાકાતે આવેલાં માણસોને પણ બતાવી શકે છે એમાં નવાઈ નથી. પણ એમાં એક બીજી વાત આવે છે. શિક્ષકને છોકરાંઓ બતાવે તે વખતે તો ભૂલો પણ પડે છે; પરંતુ શાળાની બહારનાં માણસોને બતાવતી વખતે તો ભૂલ ન જ પડવી જોઇએ. એટલે બહારનાં માણસોને બતાવવા ખાતર શિક્ષકોને ખાસ તાલીમ આપવી પડે છે, અને એ તાલીમ લીધા પછી પણ અમુક અમુક છોકરાંઓ જ બતાવવાને માટે તૈયાર થઇ શકે છે. માટે અમુક જ વિદ્યાર્થીઓ પોતાનું કામ બતાવે એમ શિક્ષકો ગોઠવણ કરી રાખે છે. એટલે જોનારાંઓને ઉત્તમ પરિણામ કેવી રીતે બતાવવું તેની ખૂબી છોકરાંઓ પણ શીખી લે છે.

શિક્ષકની દૃષ્ટિએ તો આ બધું નકામું છે જ. પણ મારા માનવા પ્રમાણે આથી છોકરાંઓને નૈતિક હાનિ બહુ જ થાય છે. તેઓ અંતર્મુખ થવું મટીને બહિર્મુખ બને છે. એક તો સારાનરસાનું ધોરણ તેઓ કદિ પણ પોતે નક્કી કરી શકતાં નથી, બહાર જે ધોરણ ચાલતું હોય તે જ તેઓ સ્વીકારે છે; અને બીજું સારા થવું એના કરતાં બીજા માણસોમાં સારા દેખાવું એ જ તેમને માટે સાધ્ય બને છે. આ રીતે નાટકીપણું, દંભીપણું કેળવાય છે. બહારના દેખાવની ખાતર કાંઇ પણ કરવાની એક વખત ટેવ પડે એટલે બહાર બહારથી સારૂં રાખવાની, બહાર દેખાતું હોય તેટલા પૂરતું જ—બહાર બતાવવું હોય તેટલું જ સારૂં કરવાની ટેવ પડતાં વાર લાગતી નથી. અને નાનાં નાનાં કામોમાંથી આ ટેવ તમામ આચારવિચારમાં પડી જાય છે. નાનાં છોકરાંઓની સામે મનુષ્યજીવનનો આ જાતને આદર્શ મૂકાય એ કરતાં નૈતિક દૃષ્ટિએ વધારે ખરાબ બીજું શું હોઈ શકે? પણ ધારો કે શિક્ષકે આવી રીતે બતાવવા ખાતર તૈયારી ન કરી હોય ને છોકરાંઓ તેમને જે આવડે છે તે જ બતાવતાં હોય તો પણ પોતાની આવડત બીજાને બતાવીને શાબાશી લેવા તરફ છોકરાંઓને દોરવાથી કે તેમ કરવા ઉત્તેજવાથી પણ ઘણું નુકશાન થાય છે.

ઘણાઓ એમ માને છે કે છોકરાંઓને વડીલો તરફથી ઉત્તેજન મળવાની જરૂર છે. આટલા ખાતર છોકરાંઓમાં રસ લેનાર ઘણાં માબાપો છોકરાંઓના કામ માટે ઇનામ આપે છે. કેટલાંએક ઇનામને બદલે શાબાશી આપે છે. પછી તેની આગળનું પગથીયું લાલચના રૂપમાં આવે છે. "તું ફલાણું કર તો હું તને બચી દઉં," "તો હું તને ડાહ્યો છોકરો કહું," "લ્યો, આટલું લખી લાવો એટલે બે પેપરમિંટની ટિકડીઓ મળશે" "આખો મહિનો અભ્યાસ બરાબર કરશો તો છેલ્લી તારીખે સિનેમા જોવા લઇ જઇશું," વગેરે જાતની શરતો પણ છોકરાંઓ સાથે કરવામાં આવે છે.

નિશાળમાં પણ એ જ પ્રમાણે ઇનામ ને લાલચને પૂરેપૂરૂં સ્થાન આપવામાં આવ્યું છે. એથી આગળ વધીએ એટલે સ્પર્ધાનો પ્રદેશ આવે છે. "જોઇએ કોણ પહેલાં કરી લાવે છે," "સૌથી સરસ કોણ કરે છે જોઈએ" વગેરે. આ તો સ્પર્ધાના સાદામાં સાદા પ્રકારો ગણાય. નિશાળમાં માર્ક, નંબર, નંબર પ્રમાણે ઇનામો આપવાની પ્રથા, આજ કોણ જાણતું નથી? દુઃખની વાત એ છે કે આ ઉત્તેજનના પ્રકારો સુધારા તરીકે અને બહુ જ સારી વસ્તુઓ તરીકે શિક્ષણમાં દાખલ થયા છે.

સોટી, ઠપકો આદિ ભયના પ્રકારો ખરાબ; એ કાઢી નાખવા જોઇએ એમ શિક્ષણની દુનિયામાં સર્વત્ર માન્ય થયા પછી તેની જગ્યાએ આ ફોસલાવવાના પ્રકારો દાખલ થયા છે.

દારૂ પીનારાઓ કહે છે કે ક્ષુધાને ઉત્તેજિત કરવા માટે થોડો ઘણો દારૂ તો રોજને રોજ પીવાની આવશ્યક્તા છે જ. તેઓ દારૂને ઍપિટાઇઝર એટલે ક્ષુધોત્તેજક પેયને નામે જ ઓળખાવવાનો પ્રયત્ન કરે છે. કેટલાએક તેને શરીરમાં હુશિયારી લાવવા માટે જરૂરનો ગણે છે. તેઓ તેને રિફ્રેશિંગ સ્ટિમ્યુલંટ એટલે સ્ફૂર્તિદાયક પેય તરીકે ઓળખાવે છે. છોકરાંઓના કામમાં સ્પર્ધા, ઇનામ, શાબાશીને કાંઇ નહિ તો મોટાઓ પાસેની કદર એ તેમને ઉત્તેજન તરીકે આવશ્યક મનાય છે. એ માન્યતા દારુની હિમાયતની જાતની છે. શારીરિક અને માનસિક વિકાસ સાધવા માટે બાળકોમાં અંદરથી જ સ્ટીમ એન્જિન જેટલો જુસ્સો હોય છે. તેને કૃત્રિમ રીતે અટકાવવામાં ન આવે તો તેનો મૂળ સ્વભાવ જ તેને શાંત બેસવા દે નહિ એ વાત ઉપર આપણી શ્રદ્ધા નથી. કારણ એ જ છે કે છોકરાંઓને સ્વાભાવિક સ્થિતિમાં તેમનો વિકાસ શોધતાં આપણે જોયાં નથી. શાળા અને ઘરના વાતાવરણમાં અનેક જાતનાં કૃત્રિમ

બંધનોથી–માન્યતાથી આપણે બાળકોને માટે અસ્વાભાવિક એવું વાતાવરણ ઉભું કરીએ છીએ, અને પછી છોકરાંઓને કામે લગાડવા માટે ઉત્તેજનનાં સાધનોની આવશ્યક્તા સ્વીકારીએ છીએ. આ બધી જાતની વિગતોમાં અહીં ન ઉતરીએ.

આપણો મૂળ પ્રશ્ન એ હતો કે આવાં ઉત્તેજનોની છોકરાંઓ ઉપર શી અસર થાય છે.

છોકરાંઓ જે કામ સ્વયંસ્ફૂર્તિથી કરતાં હોય તેમાં જ શાબાશી આપવાની આપણે શરૂઆત કરીએ તો પરિણામ શું આવે છે એ પણ આપણે જાણીએ છીએ. આપણે શું કરીએ તો શિક્ષક કે જોનારાઓ ખુશ થાય અને આપણને શાબાશી આપે એ બાળકો તરત શોધી કાઢે છે, અને વારંવાર તે ને તે જ કરીને શિક્ષકને ખૂશ કરવાનો પ્રયત્ન કરે છે. અર્થાત્ પોતાના કામ કે વર્તન વડે બીજાને ખૂશ કેમ કરાય એ વિચાર તરફ આપણે બાળકોને પ્રેરીએ છીએ. એ કેળવણી ચોકખે ચોકખી ખુશામતની બની જાય છે. સ્વયંસ્ફૂર્તિના અને સ્વતંત્ર વાતાવરણમાં કામ કરતાં બાળકોને પણ આપણે જો બારીકીથી અવલોકશું તો માલુમ પડશે કે કેટલાંએક છોકરાંઓ કોઇ જોવા આવે ત્યારે બહુ જ હુશિયારીથી આગળ પડતો ભાગ લે છે, સારૂં કામ કરી બતાવે છે અને મહેમાનો

તરફથી શાબાશી લેવાનો પ્રયત્ન કરે છે તે જ બાળકો ઉત્સાહનું આ જાતનું કાંઈ બાહ્ય કારણ ન હોય ત્યારે અતિશય મંદ અને ઉત્સાહહીન બની જાય છે; તેમને પોતાના કામમાં રસ જ પડતો નથી. આપણી બીજી શાળાઓમાં કે જ્યાં શાબાશી, ઈનામ, સ્પર્ધા વગેરેના મોટા મોટા ડોઝેસ રોજ ને રોજ અપાય છે ને એ નિષ્ફળ જાય તો ભયના પ્રકારો પણ વાપરવામાં આવે છે, ત્યાં જોવા આવનારની સૂક્ષ્મ શાબાશીની અસર જોવામાં ન આવે એ સ્વભાવિક છે. ત્યાં તો બાળકો સ્વયંપ્રેરણાથી કામમાં આગળ વધે એ ધ્યેય જ સ્વીકારવામાં આવતું નથી એટલે તેમની સ્વયં-પ્રેરણા ઓછી થાય છે કે કેમ એનું અવલોકન જ કોણ કરે છે ? ને ઓછી થયેલી અગર નાબુદ થયેલી જોવામાં આવે તો પણ તે સ્વાભાવિક જ ગણવામાં આવે છે. થોડો વખત પણ જો આ ઉત્તેજનો દૂર કરીને તેની બાળકો ઉપર શી અસર થઈ છે તે જોઈશું તો તેઓ આવાં બાહ્ય ઉત્તેજનમાં કેટલાં બંધાણી છે તે સ્પષ્ટ દેખાશે. દુ:ખની વાત તો એ જ છે કે આવું બંધાણ મનુષ્ય ઉન્નતિને હાનિકારક છે એ વાત સમાજમાં કે શાળામાં સ્વીકારવામાં જ આવતી નથી: "છોકરો એકલો એકલો કેમ ભણી શકે ? શાળામાં ચાર છોકરાં હોય,

તેમની વચ્ચે જરા સ્પર્ધા હોય, નંબર જવાની જરા બીક હોય કે ઉપલો નંબર મેળવવાની આશા હોય તો જ છોકરાં અભ્યાસ કરે ને ?" એવા ઉદ્ગારો સાવ સામાન્ય છે. "શાળામાં ઈનામો રાખવા કે હરીફાઇ કરાવવા પૈસા નથી, એટલે શિક્ષક છોકરાંઓમાં કામ કરવાની હોંશ કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? ઉપરીઓ આવીને કામની કદર કરતા નથી એટલે શિક્ષકને પણ પોતાના કામમાં ઉત્સાહ કેમ આવે ?" આવા ઉદ્ગારો શિક્ષકની દુનિયામાં પણ સર્વસામાન્ય જ છે. શિક્ષણ ખાતાના મોટા મોટા ઉપરીઓ અને વિચારકો પણ હરીફાઈ, ઇનામ, પરીક્ષા, પ્રદર્શનો ઇત્યાદિ ચાલુ રાખીને એ જ વિચારને પુષ્ટિ આપે છે. વધારે ઊંડા જઈને વિચાર કરીએ તો આજની દુનિયાનો બધા વ્યવહારો જ સ્પર્ધાના તત્ત્વ ઉપર ચાલે છે. મનુષ્યજીવનની સ્વાભાવિકતા અંશતઃ પણ કયાં જળવાઈ રહી છે ? મનુષ્યજીવનની ઘટનાના મૂળમાં જ આ ઇયળ લાગી છે એટલે શાળાના બંધારણમાં પણ એને સ્થાન મળે તો શી નવાઇ ? જેને જીવનનું આવશ્યક તત્ત્વ તરીકે સ્વીકારવામાં આવ્યું છે તેને જીવનની પૂર્વ તૈયારીમાં સ્થાન મળે એ કેવળ સ્વાભાવિક છે. સમાજ અને શાળા એ એક બીજાને પોષનારાં છે. સમાજના

આદર્શો શિક્ષણપદ્ધતિમાં ઉતરે છે ને શિક્ષણપદ્ધતિ ઊગતી પ્રજાને તેમાં સ્થિર કરે છે. દુનિયાદારીમાં જાણતા અને માનતા માણસો જેઓ જીવન એટલે જ એક મોટી શરત (રેસ) છે એમ માને છે અને તેના બધા નિયમો જેઓ જીવનને લાગુ પાડે છે, તેમને શાળામાં સ્પર્ધા ન દેખાય તો દુઃખ જ થાય, તેમાં તેમને આગળની પ્રજાની જીવનની સ્પર્ધામાં હારી જવાની ભવિતવ્યતા દેખાય, તેમાં તેઓ જીવનની નિષ્ફળતા જુએ, એ જ સ્વાભાવિક છે. માનસશાસ્ત્ર ગમે તે કહેતું હોય, તો પણ આજનું વ્યવહારશાસ્ત્ર તો એમ જ કહેશે કે શાળામાંથી સ્પર્ધાને ધકેલીને કાઢી મૂકવામાં આવે તો શિક્ષણ શક્ય હોય તો પણ તેવું શિક્ષણ નિરુપયોગી જ નીવડે; કેમકે એ રીતે ભણેલા માણસો વ્યવહાર માટે નાલાયક નીવડવાના છે. બદલા વગર કાંઇ પણ વ્યવહાર કેમ થાય? સ્થૂળ નહિ તો સૂક્ષ્મ, ઐહિક નહિ તો પારમાર્થિક, એવા કોઇપણ પ્રકારના બદલાની આશા હોય તો જ મનુષ્ય કામમાં ઉતરી શકે એ વ્યવહારશાસ્ત્રનું પ્રથમ સૂત્ર. એને ધકેલનારા સુધારકોને માટે તેમની પાસે એક જ ઉપનામ છે, તે એ કે આ માણસો તરંગી છે, ગગનવિહારી છે, આદર્શવાદી છે, વ્યવહારમાં એમના વિચાર કામ આવે નહિ.

બાળકોના પ્રદર્શનની વળી બીજી એક જુદા પ્રકારની પણ ખોટી અસર બાળકો ઉપર થાય છે.

ઘણાં બાળકો કૃત્રિમ રીતે કાલું કાલું બોલે છે, આપણી સામે જોઈને જરાક હસે છે; જરા શરમાતાં હોય એમ બતાવે, વળી આપણી પાસે આવે અને એમ કરી આપણું મન આકર્ષવાના પ્રયત્નો કરે છે.

આપણે ત્રણ વર્ષની અંદરનાં બાળકોનું નિરીક્ષણ કરીએ તો દેખાય છે કે બાળક પોતાની મેળે નાચવા કૂદવાની કે દોડવાની રમતો રમતું હોય, જે જોવું આપણને મનોહર લાગે અથવા તો સ્વાભાવિક રીતે એવું બોલતું હોય કે જે આપણા કાનને ઘણું જ મધુર લાગતું હોય, તેને જો આપણે કાંઈ શાબાશીના શબ્દો કહીએ અગર ન કહીએ તો પણ ચાલાક બાળકો તો આપણા ચહેરાના ભાવ ઉપરથી પણ આપણી શાબાશી સમજી લે છે; ને તેથી તે તરત જાત વિષે જાગૃત ( conscious ) બની જાય છે. પછી બોલવામાં કે નાચવામાં તેમને જે સ્વાભાવિક રસ હતો તેને બદલે આપણે હસીએ છીએ, આપણને આનંદ થાય છે, માટે આપણી સામે તે પ્રત્યેક કામ કરે છે. એનું પરિણામ એક તો એ આવે છે કે કોઇ જોવાવાળા ન હોય તો તેને પોતાની રમતો

રમવાની પ્રચ્છા જાગ્રતી રહે છે, અને માત્ર કોઇ જોવા વાળા હોય તો તેનું ધ્યાન ખેંચવા ખાતર તે નાના પ્રકારો કરે છે. ઘણી વાર છોકરાંઓ આપણી આગળ નાગાં આવીને નાચે છે એ પણ આવો જ પ્રકાર છે.

આમ બીજાનું ધ્યાન ખેંચવા ખાતર, તેમની પાસેથી શાબાશી લેવા ખાતર છોકરાંઓ કાંઇ કરે, અને છેવટે બીજાના દૃષ્ટિપાતના વિષય આપણે બન્યા એમાંથી જ ખુદબખુદ તેમને આનંદ થવા લાગે, અને એ જ દિશામાં તે વધારે આગળ વધે તો તે મનુષ્યવિકાસની ઘાતકમાં ઘાતક વસ્તુ છે. પોતે બીજાનું રમકડું બનવાની ઇચ્છામાં જાત માટેનું અભિમાન નષ્ટ થાય છે. અને આવા વ્યક્તિત્વ કે અભિમાન વગરના માણસો પોતાની આવડતો, પોતાનું રૂપ, પોતાની કળા લોકોને ખુશ કરવા તરફ વાપરે એ સંભવનીય છે. કદાચ તેટલી હદે ન જાય તો એ જ વૃત્તિનાં રૂપાંતરો કરીને તેમાં જ આનંદ માને એમ તો બને જ.

શાળામાં સંવાદો કરાવવાની રીત બહુ જ પ્રચલિત થઇ છે, અને ખાસ તો સ્વરૂપવાન છોકરીઓને જાતજાતનાં ફૂલ, પોશાક, ( પરી, દેવી ઇત્યાદિના ) પહેરાવીને તેમને મોઢા આગળ ધરવાનો રિવાજ પણ વધતો જાય છે. નાટ્યકલા એ એક કલા છે, અને છોકરાંઓને પ્રિય વસ્તુ છે. છોકરાંઓ આગળ તે

ધરવાની જરૂર તો છે જ. તેમાંથી સાહિત્યના કેવળ શબ્દચિત્રના પ્રદેશમાંથી બાળકો ભાવદર્શન અને ભાવસમજણના પ્રદેશમાં જાય છે. પણ તેમાં છોકરાંઓ પોતાની મેળે તેમની બુદ્ધિથી અભિનય કરે, સુંદર દશ્યો ગોઠવે, સંગીત, પોશાક, ફૂલ, પાંદડાં વગેરેનો આ ગોઠવણમાં ઉપયોગ કરે એ જરૂરનું છે. ગોખેલું, પઢાવેલું, બીજાએ ગોઠવી આપેલું, લોકોને બતાવવા ખાતર કર્યા કરવું, એમાંથી તો ઉપર બતાવેલાં દુષ્પરિણામો ઉપજવાનો સંભવ છે. તેમનું લક્ષ તેમની જાત ઉપર નહિ પણ અભિનય ને કળા ઉપર દશ્યોની ગોઠવણ ઉપર જાય અને એમાં રહેલા સૃજનનો આનંદ જો તેઓ મેળવે તો તેની સામે કોઇ પ્રકારનો વાંધો હોઇ જ શકે નહિ.

આજે શાળામાં આપણે સંવાદો સાંભળીએ તો તેમાં આ કળાને અને એમાંના સૃજનને બિલકુલ અવકાશ દેખાતો નથી. લોકોનાં મનોરંજન અર્થે ગોખવાના પાઠો, એટલો જ ભાવ બાળકો એમાં સમજે છે.

સારાંશ, કોઈ પણ જાતનું આવડતનું પ્રદર્શન એ આવડતમાં આગળ વધવા માટે વિરોધક છેઃ ને તેની જ સાથે પ્રદર્શન કરનારાંઓને જાત વિષે વિશેષ જાગૃતિ થવાનો સંભવ છે કે જે ઘણું હાનિકારક છે.

બાળકો સ્વેચ્છાથી બતાવે, શિક્ષક વિશેષ કૃત્રિમતા વગર તેમની સાથે સમભાવથી તે જુએ એટલું બસ છે. છોકરાંઓનો સાધારણ સ્વભાવ જોઇએ તો આ રીતે પોતાનું સૃજન તેઓ પોતાના મિત્રોને જ બતાવે છે. જેની સાથે તેમનું અંતર મળી ગયું હોય છે એવા શિક્ષકને પણ બતાવે છે. પરંતુ નવા માણસોને બતાવવાની ઘણી વાર તો તેમની અનિચ્છા હોય છે. એવે વખતે તેમની અનિચ્છાને પણ માન આપવું જોઇએ. તેમાં જ તેમનું સ્વાભિમાન ખીલે. પોતાના શિક્ષક પાસે ઘણી વાર બાળકો પ્રેમથી જાય છે, તેનો હાથ પકડે છે, વગેરે રીતે પ્રેમ વ્યક્ત કરે છે. પણ ગમે તે માણસ આવીને તેમને ઉપાડી લે, તેમને બચી દે કે તેમને અડે એ તેમને ગમતું નથી; અને ન ગમવું એ જ તેમને માટે સારૂં છે. શાબાશી આપીને કે કૃત્રિમપણે તેમને લાડ લડાવીને તેમની સાથે હળી જવાની કે તેમના મિત્ર બનવાની ખોટી રીત છે. આવા પ્રયત્નોના ભોગ થઇ પડનારા બાળકોને તે કારણે અતિશય હાનિ પહોંચે છે.

બાળકોને આ પ્રકારની હાનિ ન પહોંચે એવી રીતે જોવા આવનારને માટે શાળા બતાવવાની ગોઠવણ જરૂર શિક્ષક કરી શકે. બાળકોનું કામ બધું એકઠું કરીને પોતાની ઓફિસમાં અગર કોઇ ઠેકાણે

રાખે; તેમ જ તેઓ સ્વાભાવિક રીતે જે કામ કરે છે તેમાં મ્હેમાનોને માટે લેશ માત્ર ફેરફાર કર્યા વગર ચલાવે; ને મ્હેમાનને તેમની સ્વાભાવિક સ્થિતિમાં જોવા દે. આ પ્રકારે શિક્ષક પોતે સમતોલ રહીને જે મ્હેમાનોની સાથે વર્તે અને બતાવવા ખાતર વર્તનમાં કૃત્રિમતા ન આણે, બાળકોને તેને માટે ખાસ ન પઢાવે, તો કેવળ તેમનું કામ બતાવવાથી હરકત પહોંચતી નથી.

